# આરતી સંગ્રહ.

હનુમાનજીની, રામચંદ્રજીની, ગુરુજીની. શીવજીની તથા, નર્મદાજીની

આરતીઓનો સંગ્રહ.

બનાવનાર

નરશીરામ રણછોડદાસ, શીગામવાળા

છપાવી પ્રસીદ્ધ કરનાર

ત્રીભોવન નરશીરામ-બુકસેલર.

ઠે. ખંડેરાવ, માર્કીટ—વડોદરા.

આવૃત્તિ પહેલી     પ્રત ૨૦૦૦

સને ૧૯૧૨

કીમત ૦—૦—૩

## શ્રી.

## હનુમાનજીની આરતી.

જય, જય, બજરંગી,
બળીયા, જય, જય, બજરંગી,
રૂદ્ર અંશ અવતારી, (૨)
રામ તણા રંગી, જય જય૦
જનમ્યા જે ઘડી વાર
તેવા ઉડયા આકાસે, તેવા૦
સુર્ય તણો રથ સાહ્યો, (૨)
કરવાને ગ્રાસે, જય, જય૦

સીતાની સોધ કરીને,
આ રાક્ષસને માર્યા. ( ૨ )
દ્રોણાચળને લાવી. [ ૨ ]
લક્ષમણ ઉગાર્યા, જય. જય,
અહી દાનવ, મહીદાનવ,
સર્વે ત્હારાથી ડરીયા, ( ૨ )
સ્હાય શ્રી હરીને કીધી, ( ૨ )
લઇ પાછા ફરીયા, જય. જય૦
નાનીને પનોતી મોટી, ¦
બળથી જઇ તેને ઝાલ્યાં, ( ૨ )
પૃથ્વિ માંહી, પછાડી, ( ૨ )
પગ હેઠળ ઘાલી, જય, જય૦

શુરવીર રણધીર,
ને વળી અજીત તું કહાવે, ( ૨ )
બાળપણેથી બ્રહ્મચારી, ( ૨ ]
રામ હૃદયે ભાવે. જય, જય૦
તેલ અને સીંદુર બે,
લાગે તુજને તો પ્યારાં, ( ૨ )
પુષ્પ આકનાં જોઇ, ( ૨ )
પ્રસન નેન ત્હારાં, જય જય
ભક્તિ ભાવે કરીને,
હરીને હૃદયામાં ધરીયા, ( ૨ )
ઇચ્છા અવર ન રાખી, ( ૨ )
જન્મ સફળ કરીયા, જય જય૦

આરતી મુખથી ગાવુ,
અંજની નંદન હું દ્વારી. ( ૨ )
કહે નેહથી નરભેરામ. ( ૨ )
અર્જે હયો ઉરધારી, જય, જય૦

## ( રામ ચંદ્રજીની આરતી. )

જય, દેવ જયદેવ,
પ્રભુ જય જય રામ કૃપાળુ, ( ૨ )
પ્રેમધરી પ્રભુ તુજને, ( ૨ )
નજરે નિહાળુ જય દેવ૦
નીશ દીન સેવા કરવા,
પ્રભુ મતી મુજને આપો, ( ૨ )

પાપતાપ પરજાળી ( ૨ )
મુજશીર કર થાપો, જયદેવ
માયા તણુંજે બંધ,
સ્વામી મુજથી નવ છુટે ( ૨ )
કામ ક્રોધ મદ લોભ, ( ૨ )
દુનીઆં માંહી લુંટે જયદેવ.
ભકત વત્સલ ભુદરજી,
પ્રભુ હુ સેવક કહાવ્યો ( ૨ )
શાહ્યકરો શામળીયા, ( ૨ )
તુજ શરણે આવ્યો, જયદેવ
તુંજ ગુણ ગાવા જ્ઞાન,
નથી કાંઈ નરભાને આપો ૨
હસ્ત જોડી હું માગું ( ૨ ]
કષ્ટ પ્રભુ કાપો, જયદેવ૦

# કૃષ્ણજીની આરતી.

જયદેવ, જયદેવ, પ્રભુ
જય જય નંદલાલા, ( ૨
સ્યામ સુંદીર તન શોભે. ( ૨ )
લાગો છો વ્હાલા, જયદેવ૦
ખીંટળીયાળા કેશ,
પ્રભુ શીરપર તો શોભ, ૨
મુખડુલાલ ગુલાલ, ૨
જોતાં મન લોભે, જયદેવ
કાને મકરા કૃત,
ભોઈભુજ પર જાઉવારી. ૨
મોર મુગટ શોભે. હાર સોહે, ૨
પ્રભુ પીતાંબર ધારી, જયદેવ:

દીનાનાથ દયાળ,

પ્રભુ દીન જાણી મુજને. ૨

લેજો મ્હારી સંભાળ.

કહે. નરશો, તુજને જયદેવ૦

## ( આરતી શીવજીની. )

હર. હર, હર, ભોળા.

જય, જય, શીવ શંકર ભોળા

અંગે વિભુતી લગાવે, ૨

હાથમાં લઇ ગોળા, હર. હર૦

આક અને ધંતુરો,

શીવને લાગે છે વ્હાલો, ૨

નંદીની કરી સ્વારી, ૨

ફરતો મતવાલો, હર, હર૦

ગંગા જટામાં ધાલી,
બીજી અરધાંગે ઉમીયા, [૨]
કંઠે રૂંઢની માળા, [૨]
વ્હાલી બહુ વિજીયા, હર, હર.
ડાક અને વળી ડમરૂ,
નીશદીન શીવ સંગે રાખે, (૨)
મૃગ ચર્મને ઓઢે, (૨)
સર્પ શરીર આખે, હર, હર.
દાનવ માનવ દેવ.
સેવા જે કોઈ કરતા, (૨)
મન વાંચ્છીત ફૂળ આપે, (૨)
દુઃખ તેનાં હરતા, હર, હર.
પ્રેમ ધરી જન જેહ,

આરતી શીવજીના ગાસે, (૨)
કહે, ઠક્કર, નરભેરામ, (૨)
તે કઈલાશે જાશે, હર, હર.

---

## (નર્મદાજીની આરતી.)

જય માત, જય માત,
દેવી નર્મદા તું સાચી (૨)
જગમાં ત્હારી ખ્યાત, (૨)
સઘળે રહી રાચી, જય માત.
નાની વયમાં માત,
દેવી પીતા પરહરીયાં (૨)
વનમાં જઈ તપ માંડયું [૨]
કષ્ટ શહન કરીયા, જયમાત.

તપ તણા પરતાપ,
દેવી ધરતી ખુબ ધ્રુજે,
ડરવા દેવજ લાગ્યા, (૨)
સુકિત નવ સુઝે, જય માત.
આવે ને વળી જાય,
દેવી સ્વર્ગમાં તું જાતે, [૨]
તે જગ્યા કરતા શુદ્ધ, ૨
દેવ તણા હાથે. જય માત
વીચારી મન માંહ્ય;
દેવી ઇંદ્રને તું પુછે, (૨)
જગ્યા કરો પવીત્ર, ૨
કારણ તે શું છે, જય માત.

અસુદ્ધ આ છે કાય,

દેવી સ્વામી વીશુ હારી, ૨

પુંજો જઈને પાય,

પતી શેવા સારી, જય માત.

મૃત્યુ લોકની માહ્ય,

દેવી પતી જોતા જડીયો, ૨

અંધ અને વળી રોગી, ૨

ક્રોધ ખુબ ભળીયો, જય માત.

નેક ટેક એક રાખી

દેવી પતી શેવા કરની, ૨

સુદ્ધ પતીવૃત પાળે, ૨

શીક્ષા શીર ધરતી, જય માત

જાત્રા જાવા માટ,
દેવાં ઉંચકી નાથ ચાલી, ૨
સાધુ શુળી ચઢીયો, ૨
પુર્વ પાપે આલી, જય માત.

અધ તણો અદશેલા,
દેવી સાધુને વાગો, ૨
સાધુએ આપ્યો શ્રાપ, ૨
ભય અતી લાગ્યો, જય માત.

ઉગતા પ્રાતસકાળ,
દેવી પ્રાણ જરૂર જાશે, ૨
શુણી સ્વામીનો કલેશ, ૨
ગતી કેવી થશે જય માત.

મર્જુન પામે માટ
દેવી અ.રાધન કરીયું, ૨
સ્વામીને સુખ કરવા, ૨
ધ્યાન સુર્ય ધરીયું જયમાત૦
રાત તીવસ રથ ભા૦ચો,
દેવી ઉગતો ટેઃ રાખ્યો, ૨
અનસોયાએ આવી, ૨
સુખમાડી નાંખ્યો જયમાત
સ્વામી સજીવન કરીયો
દેવી પુર્ણ તપ ત્હારૂં. ૨
અંધને ચક્ષુ મળીયાં, ૨
સુખ પામ્યા સારૂ જયમાત.

આરતી ત્હારી માત,
દેવી જે કોઇ ગાશે, ૨
કહે ઠક્કર, નરભેરામ, ૨
સુખીયો તે થાશે, જય માત.

## સમાપ્ત.

---